સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-બુક' તેમજ

'ઇનામ-લાઇબ્રેરી' માટે ખાસ મંજુર થએલું.

દેલવાડાકર સિરીઝ.

(બાળ-ગ્રંથાવળી નં. ૫)

# કિન્ડરગાર્ટન

અથવા

# બાળ શિક્ષણ.

## ભાગ—ત્રીજો.

સૃષ્ટિ સૌંદર્ય—અને વ્યવહારિક નીતિ જ્ઞાન.

સુધારેલી—આવૃત્તિ—બીજી.

રચનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા.

सरकारी ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-બુક' તેમજ

'ઇનામ-લાઇબ્રેરી' માટે મંજુર થએલું.

દેલવાડાકર સિરીઝ.

( બાળ-ગ્રંથાવળી નં. ૫ )

---

# કિન્ડરગાર્ટન

અથવા

# બાળ શિક્ષણ.

---

## ભાગ—ત્રીજો.

સૃષ્ટિ સૌંદર્ય—અને વ્યવહારિક નીતિ જ્ઞાન.


રચનાર—ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્તા.


---

# પ્રસ્તાવના.

આ પુસ્તકના પ્રથમ ભાગમાં સામાન્ય પદાર્થ પાઠોનું વર્ણન કરવામાં આવ્યું છે, અને બીજા ભાગમાં તેથી કંઇક ચડતા પ્રકારનું કુદરતી પ્રાણી-પદાર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે. આ ત્રીજા ભાગમાં તેથી વિશેષ ચડતા પ્રકારે સૃષ્ટિ જ્ઞાન અને નીતિ શિક્ષણના પાઠો આપવામાં આવ્યા છે. પ્રથમના બે ભાગો કરતાં આ ભાગના દરેક પાઠમાં પરસ્પર વિનોદ કરવામાં આવ્યો છે, ને તે વિષય, એક કથન (Recitalion) રૂપે આલેખાયલો છે. એથી બાળકોને બહુ ગમ્મત પડે છે, ને દરેક બાબતોનું યથાસ્થિત જ્ઞાન-ભાન થાય છે. આ પુસ્તક બાળવર્ગો કરતાં ઉપલા ચડતા વર્ગનાં બાળકોને વધુ ઉપયોગી થઇ પડશે; કારણ કે વિષય અને વિચારની ગુંથણી કંઇક ચડતા પ્રકારની છે. આ નવીન આવૃત્તિમાં કંઇક નવીન વિષયો દાખલ કર્યા છે. પ્રથમાવૃત્તિમાંહેથી કેટલાક વિષયો રદ્દ કર્યા છે, અને જેટલી બાબત રાખવામાં આવી છે, તેમાં પણ યોગ્ય સુધારો કરવામાં આવ્યો છે. આ પુસ્તક સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ બૂક' તરીકે વાપરવાની ખાસ પરવાનગી મળી છે, એટલે સરકારી ગુજરાત-બૂક કમિટીના હુકમ પ્રમાણે કેટલોક અગત્યનો સુધારો ને ફેરફાર

કરવામાં આવ્યો છે. વળી હવે પછી જેમ જેમ એ સંબંધી સુચના થતી જશે, ને તેમાં સુધારો કરવા જેવું માલમ પડશે તો ત્રીજી આવૃત્તિમાંયે નવીન વસ્તુ દાખલ થશેજ.

૧૫૫–ફનસવાડી મુંબઈ,
વૈશાખ–ગ્રિષ્મ ઋતુ
૧૯૫૮.
} કર્તા.



સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-બુક'

તેમજ 'ઇનામ-લાઇબ્રેરી' માટે મંજુર થએલું.

'ડેલવાડાકર' સિરીઝ.

બાળ-ગ્રંથાવળી-નં. ૫

# કિન્ડર ગાર્ટન

અથવા

# બાળ શિક્ષણ.

## ભાગ ત્રીજો

### સૃષ્ટિ સૌંદર્ય અને વ્યવહારિક નીતિ જ્ઞાન.

### ઇશ્વર સ્તુતિ.

પ્રમાણિકા છંદ. †

પ્રભૂ તને સદા નમું—ખુશી થઇ રમું ભમું;
હસું ખસૂસ તો ગમું—ભલાં હું ભોજનો જમું.
સદા ગુણો તું ગાઉં હું—વળી તને રીઝાવું હું;
હરી ફરી હસાવું હું—ભલો ન કેમ થાઉં હું?

† "કાલિંગડા" રાગમાં ગવાય છે.

## કુદરતની રચના.

### નારાચ છંદ.*

ફૂલો ખિલ્યાં સુગંધીદાર બાળબાગમાં ભલાં,
રિઝાવે માળીને સદા સુગંધોથી સોહામણાં;
રસીક ઝાડ વેલ–કેળ–આમલી દીપામણાં,
ઝુકી ઝુકી નમે સદા–વને વને મળી ઘણાં.
તળાવ વાવ ને કૂવા–વહે હસી રમી નમી–
મધૂર પાણી પાય, જીવ જંતને ગમી ગમી;
વિરંગી ફૂલ–પાન–ઝાડને ઉધારતાં ભમી,
રૂતુએ ફૂલી ફાલતાં તરૂવરો નમી નમી.

---

## બાળબાગનાં ઝાડો.

### ધન્યાશ્રી.*

ખિલીરે કેવી વાડી અજબ ગુલજાર,
ઉંચાં–નીચાં–બેઠાં રે ઝાડ–ખિલી.
છાયા વિનાનો ઉભો તાડ ઉંચો-ફૂલ-પાન વિના ટટાર-૧.
કાંટાળી કાકચ-બોરડી બાવળ-ફળ તૂરાં-કડવાં અપાર-૨.
ચંપો રૂપાળો સુગંધી ભરેલો–કેવડો સર્પનો યાર–૩.
ગુણ-અવગુણનીંજોડી જગતમાં, પણ ઉપયોગી સંસાર-૪.

---

* 'બિહાગ' રાગમાં ગવાય છે.

## પશુઓની મંડળી.

### ધન્યાશ્રી.

સાંભળ બે'ની કહુ છું પશુઓની વાત,
સમજુ છે કેવી એ જાત—ટેક.
બગલો છે કેવો બરાબર ધ્યાની-રાખે સરત, કામ સાથ-૧.
કૂકડો બોલે વખત જોઇ વ્હાણે-રાખે નિયમ કેવો હાથ!-૨.
કૂતરો છે રખવાળ ધણીનો-કરતો વફાદારી રાત—૩.
સિંહ દયાળુ છે હિમત્તવાળો—રાખે ધીરજ ભલી ભાત-૪.

## દીવો અને પતંગીઉં.

### તોટક. ( ઝિંઝોટી )

નવ રંગ પતંગ દિવાપર તો, ભટકે લટકે મન લાલચથી,
હરવા નકી તેજ દિવા પરનું, નિજ પ્રેમવડે અથવા બળથી;
પણ મૂર્ખ મતિ મૂઢ ના સમજે, તુજ છે ખરૂં તે તુજ જાળવની,
પરનું હરતાં નિજનું હર કાં મતિમંદ લગાર વિચાર નકી.

## ચંદ્ર અને બાળક.*

### હરિગીત. ( બિહાગ— )

રે! ચંદ્ર તારી રોશની આ જગતમાં છાઇ રહી,
તું જા છુપાઇ હરઘડી, ના કીર્ણ ફેંક અહીં તહીં;

* આંધળા પાડાની રમત.

રમવા અમે સૌ ગોઠિયા ભેળા થયા છે સૌ અહીં,
ફરકેમ તું જ નિરાશ—આ શનિવાર રાત રૂડી રહી—
અંધારીઉં, અજવાળીઉં—સૌ આંધળો પાડો રમે,
તેમાં પ્રકાશ પડે અરે ચોપાસ તે ક્યમ પાલવે ?
માટે સહુ આ ગોઠિયા તુંને નમી વિનતી કરે,
તું વાદળાંમાં જા છુપાઇ પળ પળે દિસતો રહે.

---

## ઝાકળ ને વર્ષાદ.

### હરિગીત.

**ઝાકળ.**—હું બિંદુ ઝાકળનું પડેલું ઘાસમાંહિ શોભતું,
રૂપેરી તાજ ધરી શીરે—હીરા સમું હું ઓપતું;
ફૂલપાનપર છાંટા દિસે મોતી અને હીરાકણી,
વર્ષાદ! તું શણગારની દરકાર કાં કરતો નથી ?

ચામર છંદ, (સારંગ—ગઝલ.)

**વર્ષાદ.**—રોજ હું સજું વિરંગી વસ્ત્ર કે'ની ક્યાં થકી!
નિવૃત્તી નથી મને જરાએ ભાઇ કામથી;
આળસુ સમાન તું ધરે ભલે હીરકણી,
રૂપ રંગથી બને ભલે તું ભાઇજી મણી.
કામ કાજમાં ગુંથાયલો મજુર હું ઠર્યો,
પાક નીપજાવવા સમય હવે મને મળ્યો;

વિશ્વ પ્રાણી પંખી માનવી જીવેજ જે થકી,
ધાન્યને પકાવવાનું કામ મારૂં છે નકી.
જો હું જગતને થઇશ કામનો કદી જરા,
મારી જીંદગી વિષે સદાય છે હિરા જડયા ;
આળસુ બની ન ઉપયોગી તું થશે—અને,
સજીશ રૂપ રંગ તો શું કામનું જગે વને !

## નવરંગી પંખીઓ.

### રોળાવૃત.

લીલો પીળો રંગ, સંગ ધોળો ને કાળો,
ગુલાબી, રાતો હોય, આસમાની ઉજ્યાળો.
વળી કીરમજી સાથ, રંગ નારંગી સંગી,
જાંબુડાની જાત, ભાત ભલિભાત વિરંગી.
પોપટ લીલો રંગ, સંગ ચકલી છે પીળી,
બગલો ધોળો રંગ, હોય કાળી કોયલડી.
નીલકંઠ કીરમજી, આસમાની આકાશે,
જાંબુડાંની જાત, ભાત જાંબુડી ભાસે.

# સુતારની કારિગરી.

## દોહરો.

કરે પટારા પેટીઓ, ખુરસી, ટેબલ સાથ;
કબાટ ને બાજઠ બને, લાકડ કડકા જાત.
લાંબાં ટુંકાં લાકડાં, ખડબચડાં બહુ ભાત;
કાપી રંદે ફેરવી, સુતાર કરતો સાફ.
છૂટા કડકા હાથ લઇ, આખો કરે આકાર;
વિચાર છૂટા મેળવી, બાંધે સઘળો સાર.
સુતારનું ડહાપણ રૂડું, જગપટમાં પંકાય;
કારિગરીના કામમાં અદકું તે અંકાય.

# કુંભારનો ચાક.

## ચોપાઈ.

કુંભારનો ચક્કરડો ચાક,
ઉદ્યમ કરતાં લાગે ન થાક;
ફરે ગોળ દમ બાંધી એમ,
માથે માટી રાખી તેમ.
તરેહવાર વાસણ તો કરે,
કુંભારભાઇ અક્કલ વડે;

કુલ્લીથી તે ગોળો થાય,
હુન્નરથી તે ઘાટ ઘડાય.
નીંભાડાનો જો તું ખેલ,
કાચાં વાસણ તેમાં મેલ;
પાકાં થઇને આપે દામ,
કુંભારનું વણ ખર્ચે કામ.

---

## પંખીઓનું જગત.

### નારાચ છંદ.

જુઓ મધુર પંખિઓ, ખિલી રહી વનસ્પતિ,
શી રંગ રંગી ફૂલવાડીઓ ખિલી ખુબી વતી;
અનાજ છોડ પાક ખેતરો વિષે દિસે ભલા,
મધૂર પંખી લ્હો મિઠાઇ મેવા ભાતભાતના.
રૂતુ રૂતુમહિં તરૂવરો સજે છે સાજ જે,
લહોને લાભ તે તણો કીધાં છે પંખી કાજ તે;
વળી ફૂલો સુગંધીદાર શોભતાં ઝુલી રહ્યાં,
લહો સુવાસ તેહનો શું કામ ત્તે ભૂલી ગયાં.
અનેક ડાળીઓ ગઇ ગગન સુધી વધી જઇ,
કરો સુમાળ સૂખથી, નિરોગી થાઓ ત્યાં રહી;
કીધી અનેક ચીજ ને દીધેલ સુખ ઇશ્વરે,
ખુશીથી ખાઓ ખંતથી ફરો હરો વિના ડરે.

# શિક્ષા પામેલો નિશાળિઓ.

## ભૂજંગી છંદ. ( માલકંસ. )

ભલા ગોઠીઆઓ રમે રંગ તાળી,
હસે છે મને કેદી જેવો નિહાળી;
ખરે ભૂલ મારી થઇ એવી ભારી,
દશા આ કરી, શિક્ષકે લાભકારી.
ભૂલ્યો ત્યાં થકી હું ફરી કાં ગણું ના?
રહ્યું બાકી તૈયાર કાં હું કરૂં ના?
દઇ પાઠ ને છૂટી લઇને રમું હું,
ભલા ગોઠિયાને, સહુને ગમું હું.

# ચશ્માં ને બાળક.

## રોળાવૃત્ત.

પથ્થરની હું જાત, કાચનું રૂપજ લીધું,
ચશ્માની ચતૂરાઇ, આંખનું ઢાંકણ કીધું;
કમાનમાં આધાર, ભાઇ છે મારો ભારે,
વગર કમાને જુઓ, કર્યાં ચશ્માં મેં આ રે.

કાગળનું આ કામ, કારિગરી આ મારી જો,
નહિ આખ અંજાય, નહિ દુઃખ થાયે જો તો;
બાળતણો ઉદ્યોગ, હોય સસ્તો ને સારો,
એવાં તો બહુ કામ, કરે બાળક સહુ ભારો.

## બાળ બાગના ફળ.

### ઝિંઝોટી (ગરબી.)*

લિંબોળી—તું સુંદર મ્હારા જેવી બ્હેન, રંગે રૂપે
રઢિયાળી,
લંબગોળ આકાર જ એન, પીળી પણ
તું છે વ્હાલી;
બન્ને સરખા સરખી છે જોડ, આવ ભલી
સાથે રમીએ,
મુજને તું લાગે વ્હાલી એમ, સાકર
સરખી તું ગમી રે.

રાયણ—સરખે સરખી દુનિયાં તો હોય, ગુણ નથી
સરખો બે'ની ?
રંગે રૂપે આકારે મ્હોય એક ભલે,
તાસીર નહિ;

*(શ્રીપતિ સુંદર જોવાને.)

કડવી તું છે ગુણમાં દુઃખદાય, મીઠી
હું લાગું ભારે,
મળશે ક્યમ બે'ની જોડી બેન, ગુણ જુદા
છે મુજ તારે.

---

## આંબાની ઘટા.

### ચોપાયા છંદ. (ઝિંઝોટી ઠુંમરી.)

ઘોર ઘટામાં લીલોછમ છે, શિતળ તારો છાંયો,
ડાળો સુંદર શી ફેલાવી, ચોગરદમ પથરાયો;
તાપે તપેલો પંથી આવે, ભલો છાંયડો જોઇ,
બેસીને આરામ લહે છે, થાક વિસારે કોઇ.
આપે અદકાં અમૃત જેવાં, મીઠાં ફળ તું સારાં,
પંખી ને પ્રાણી જન ખાયે, કુદ્રતને જે પ્યારાં;
તોયે તારી ડાળી તોડે, પાન ચુંટે મદમાંહે,
ધીરજથી તું સહન કરે છે, અવગુણ હરી, ગુણ ચાહે.

---

## નદીમાં તરતાં માછલાં.

### ઇંદ્રવજ્રા છંદ. (બિહાગ.)

નદી તણા પાણી રૂડાં વહે છે,
ધીમે ધીમે વાયુજ લ્હેકી દે છે;

ભલી બૂરી માછલીયો તરે છે,
હુંચે નીચે એક બીજાં ચડે છે.
ફરે જીવડાં ગંદુ પાણી હરે જે,
બધાં ખાઇને સાફ ચોખ્ખું કરે છે.
કરે સુપડે સાફ તો ધાન્ય રહેજે,
કરે પાંખથી માછલાં સાફ તે તે.

## નિર્દોષ ઘેટાં.

દોધક છંદ. (ખમાચ ઠુમરી.)

સુંદર ઘેટું * ગરીબ બિચારૂં,
બુદ્ધિ વિનાનું ગમાર નિહાળ્યું;
જાયે કસાઈની સંગે રૂપાળું,
ઘાતકી હાથ ચડયુંજ અજાણ્યું.
ગેલ કરે હસતું મુખ ન્યારૂં,
જાય ખરે મરવા અણવાર્યું;
ભાન વિના ન સુજે તન પ્યારૂં,
આખર તે મરશેજ બિચારૂં.

## સાકર ને માખી.

### દોહરો.

મીઠી મીઠી જીભથી, માખી, સાકર ખાય;
રસ મૂકી મોઢાતણો, ચાખે રસ મસ ત્યાંય.
મીઠાં જનને ભોળવી, જીભ રસે જન ન્હાય,
મીઠી વાણી બોલીને, ધીમે ધીમે ખવાય.

## માળી ને ફૂલ.

### ઉપેન્દ્રવજ્રા.

ફૂલ—તમે ઉછેરો બહુ યત્ન રાખી,
સદાય સંભાળ કરો સુભાખી;
હવે અમે દેશું સુગંધી સારી,
તમે અમારાં ભારી ઉપકારી.

### ચંપકમાળા છંદ. (પીલુ ઠુમરી.)

માળી—મેં તો બજાવી ફરજ જ મારી,
મેં નહિ રાખી ગરજ તમારી;
કામ કર્યું જગમાં અમ એવું,
તો પછી કાં ઉપકારીજ કે'વું.

છો તમ સુંદર ને ગુણવાળાં,
દો બદલો સુખવંત રસાળાં ;
રાજી થઈ રૂડી વાસ જ આપો,
ફર્જ બજાવી તમે સુખ થાપો.

---

## આકાશના તારા.

### ચોપાઈ.

તારા ભાઇ? રમવા આવ,
સૌ તારાને સાથે લાવ ;
ઉંચો તું રે'તો આકાશ,
તોપણુ પ્રીતે મારી પાસ.
હીરા જેવો તુજ ઝળકાટ,
ચળકે શો અંધારી રાત?
ચંદ્ર સરખા તારા તાત ;
જોતાં જાઓ છુપાઈ સાથ.
દીનમાં તો કો નવ દેખાય,
રાતે બસ તમ દર્શન થાય ;
અનેક તમ ભાઇઓ છે સહુ,
સંપીલા છો સારાં બહુ.

હસતાં મુખડાં જેવા આપ,
હીરા જેવા ચળકે ખાપ;
તમ સંગે રમવા મન થાય,
આવો તો દીલડું રીઝાય.

---

## નાળિયેરી ને છોકરી.

હરિગીત.

છોકરી-રે ઉંચી તું આકાશમાં મુખ રાખી ઉભી એવડી,
છે નાળિયેરી, તાડ કેરી બેનડી સામે ખડી;
શી રીતે લેવાં તાહરાં ફળ વાટ તું બતલાવની ?
શું કામની અમને અરે મોટી ગણાયે રાનની.

હરિગીત.

નાળિયેર—હું કામની છું ફળવતી તેથી મને ઉંચી કરી,
ના,એ ફળો તોડી લહે સૌ, જગત તો રેતાં રડી;
રે બાળ સાંભળ વાત, મારાં નાળિયેરો છે ફળો,
તેનું સૂકાયે કોપરૂં, પીલે બને છે તેલ તો.
છે બ્હેન મારી જે ખજૂરી, તે ખજુરાં આપતી,
છે તાડ ભાઇ માહરો, તે તાડીયા દે છે અતી;
ઉંચી ભલી છે જાત પણ મીઠાં ફળો સૌ આપીએ,
ભૂખ્યાં તણી તો ભૂખ નક્કી, જાત આપી કાપીએ.

## ઉંદરની મસ્તીથી કીડીનું મોત.

### દોહ્રો.

ગોળની વખાર ઉંદરોએ ફોડી,
જોઇ ભક્ષ દોડી આવી ત્યાં બિલાડી;
થાપ મારી ગોળ માટલાને ભારી,
ફૂટયું માટલું ને ન્હાસી રે બિલાડી.
આવી કીડી, ગોળ માટલું ઉપાડી,
બહુ જોર કરી ચાલવાને માંડી!
કહ્યું ઉંદરે, ન શક્તિ બાઈ તારી;
માન્યું તેનું નહિ ગર્વ ધરી ચાલી.
પડયું માટલું તે અંગ પરે ભારી;
મૂઇ કીડી જોર વીણુ ગઇ હારી.

---

ગજા વિનાનાં પ્રાણીઓ, બોજ ધરે શીર આપ;
કામ ન જેનું તે કરે, મરે ધરી સંતાપ.

---

## મચ્છર ને પોપટજી.

### ચોપાઈ.

એક દિવસ પોપટની સાથ, મચ્છરદાસે કીધો વાદ;
ન્હાંથી જે ન્હેલો આકાશ, તે મ્હોટો—બીજો તે દાસ.

ઉડયા બન્ને જણ આકાશ, થાક્યો વચ્ચે મચ્છરદાસ;
તોપણ જોર ધરીને જાય, મરતો પડતો આગળ થાય.
અંતે તાપ ન સહીને પડ્યો, મરતાં બોલ્યો, લેતાં ધડો;
લાંબા સાથે ટુંકા જાય, મરે નહિ તો માંદા થાય.

## બુલબુલ ને માળી.

### ભુજંગી.

માળી—અરે બાગમાં કેમ આવે ભલા તું?
રજા કોની લ્હે છે કહે ને અલ્યા તું?
રસીલાં ફૂલોની લહે વાસ કાં તું?
કર્યાં તૂજ કાજે અરે યત્ન આ શું?

### દોહરો.

બુલબુલ—સુંદર ફૂલની વાસ તો, સરજી બુલબુલ માટ;
કુદરત જો આપે રજા, તો તું મર કાં સાથ!
ચોરી હું કરતો નથી, સંગી છે મુજ ફૂલ;
જેનાપર હું જીવડો, આપું છું, તન–મૂલ.
જેને જે કંઇ યોગ્ય છે, તેનો તે હકદાર;
વચ્ચેથી અટકાવવા, નથી તને અધિકાર;
તું રખવાળ ખરે ખરો, રક્ષ, જુલ્મથી ફૂલ,
હું તો તેનો મિત્ર છું, ના કરતો મન ભૂલ.

## પંખીઓની કારિગારિ.

**મોતીદામ છંદ (ભેરવી ગત.)**

સદા સુખ કારણ પંખી અને,
પશુ પ્રાણી કરે ઘર માળ વને;
તરૂ ડાળ ઉપર ફરી બાળકને,
લઇને વસતાં સુખિઆં વદને.
કરી કારિગરી ભલી માળતણી,
નવ મેઘ તણું દુઃખ થાય કંઇ;
થડકો નવ લાગે વધુ તનને,
રચના કરી માળતણી જ વને.
વળી સાફ હવા મળતીજ રહે,
કરી બારી ભલી અજવાળું મળે;
અદ્‌ભૂત કરી કંઇ કારિગરી,
ગુણવંતી જુઓ ચતુરાઇ ભરી.

---

## ચંદા ને બાળક.

**સોરઠા.**

ચંદા ચડી આકાશ, હાસ્ય કરતી નિરખીને,
ગમે મને તે ખાસ, રમે જળ સંગે ધીમે;
ચંદા બ્હેન! રમાડ, મને તું વ્હાલી લાગે,
ચાંદા પોળી જમું, તને નિરખી બહુ ભાગે.

ઝાડ ઉપર તું ચડી, હિંચોળા જાણે મારે,
પવન ગીતડાં ગાય, રસીલી ચંદા મ્હાલે;
માડી! મુજને ગમે, બાળ ચંદા આ વ્હાલી!
રમીશ હું દરરોજ, પ્રેમથી તેને ન્યાળી!

## વસંત ઋતુનું ગુલાબ.

### હરિગીત.

બાળક—ખિલ્યું વસંત ગુલાબ ચટકીદાર શું ગુલજાર તું,
સુંદર બગીચે શોભતું ફૂલ ઓપતું હરવાર તું;
રંગે ગુલાબી છાંટ લાગી અંગ લાલીમાં હતું,
રંગીન ને સંગીન વાસે બ્હેકતું તું ખિલતું.
ખિલ્યાં બધાં ફૂલો વસંતે, કોઇ તુજ સમ ના થતું,
સૂગંધીમાં—નેં રંગ—ગુણે ખાનદાનીમાં જતું,
ડાળી પરે જવ ડોલતું, લ્હેકાઇને બ્હેકાઇ તું;
તારી છટા જોતાં હૃદય સંતોષથી ઉભરી જતું.
ગુલાબ—કીધું મને એવું ઇશે દીધું મને આ રૂપ જે,
મારી ખુબી તેમાં નથી કિરતાર તેનો ભૂપ છે;
આ ઋતમાં જન્મ્યું ફરી વનમાં જગી મરવું ખરે,
શો ગર્વ તેમાં ગુણનો કે રૂપ જોબનનો અરે.

કીધાં સહુ પેદા પ્રભુએ પાડ માનો તેહનો,
જેના વડે સુખી સદા, ગાઇએ મુખે જશ એહનો;
હું રાય છું ફૂલનો કદી કહેતાં હશે મનમાનતાં,
છે સર્વનો તો માર્ગ એકજ જન્મ મર્ણ તણો જતાં.

---

## ચાંદની રાત.

### વિશ્વદેવી છંદ.*

રૂપેરી રંગે રોશની શી છવાઇ,
શોભીતી સંગે ચાંદની છાંટ છાઇ;
તારાતો ડૂબ્યા સર્વ આકાશ માંહે,
ભૂમીતો દીસે રંગ રૂપેરી છાંયે.
પંખીડાં પ્રીતે બાળ સંગે રમે છે,
ડાળીએ ડાળી દોડી અંગે નમે છે;
ઝાડોનાં પાને દીપ રૂપેરી દીસે,
જાણે આ છાયું જગ્ત રૂપાજ વિષે.

---

* આશાવરી.

# ગુલાબની ખિલતી કળી.

## ભુજંગી છંદ.

ગુલાબી કળી ખિલતી ફૂલવાડી,
રૂડા રંગની આવતી જાય લાલી;
ઘણા હેતથી પાય છે પાણી માળી,
બને ડાળીઓ જોરવાળી રસાળી.
લિલા પાનમાં છુપી જોયે રૂપાળી,
જણાવે તું પાણી ખરૂં રંગવાળી;
જશે ખિલી ત્યારે સુગંધી પ્રસારી,
થશે કિંમતી ને ભલી ભાગ્યશાળી.

# આંબાપરની કોયલ.

## ચોપાઇ. છંદ.

મનહર સુંદર કોયલ બેઠી આવી આંબા ડાળે,
આનંદે તે કાચી કેરી ખાવા માંડી જ્યારે.
સ્વાદ થકી તે કાળે તેને લાગ્યું નહિ કંઇ બારે,
બહુ ખટાશે ચાંચ ગુમાવી ધિરજ છોડી ત્યારે.

પાકી કેરી જોઇ લલચાણી પણ પસ્તાણી ભારે,
ચાંચ ન ચાલે તે૫ર ત્યારે અંત્તર માંહિ સાલે.
અધિરાઇ ને અવિચારે જે કામ કરે હદ બ્હારે,
તેનાં આ ફળ ભોગવવાં છે નક્કી જો મન ધારે.

## પંખીઓનો સુખવાશ.

### મંદાક્રાંતા છંદ. (પીલુ)

જૂઓ પેલા મધુર વનમાં પંખિઓ સૌ ઉમંગે,
ઊડે કેવાં ગગન ગમ તે, સંપથી જાય સંગે;
ઊંચે નીચે પલક પલકે આવ જા શી કરે છે?
સંપે સંગે સરવ જીવડાં, દેશ દેશે ફરે છે.
ઉંચી ડાળે સરસ કરથી કારિગીરી કરે છે,
બાંધી માળા મનહર હવા સ્વચ્છ સૌ સાથ લ્હે છે;
સંતોષે સૌ, સકળ જગમાં જે મળે તે ચણે છે,
સૂખી લાગે સરવ તનથી પંખીની જીંદગી એ.

---

## મધુવનના મોરલ.

### ચોપાઈ.

મધુર મોરલાં મધુવન માંય,
મીઠા સાદે ગાય સદાય;

મન હરખાયે સુણતાં ગીત,
ટહુકે બોલી હરતા ચિત્ત.
નવરંગી પહેર્યો પોશાક,
શરમાળુ ને દિલના રાંક;
નાચે ગાયે ધરી ઉમંગ,
કળા પૂરી શોભાવે અંગ.

## મરઘી માતાની માવજત.

### રોળાવૃત્ત—(ભેરવી.)

મરઘી સેવે બાળ, અધિક મનની મમતાથી
પ્યારાં બચ્ચાં પાસ, રહે સુખ દુઃખની સાથી.
મૂકે ચણ મોંમાંય, ચાલતાં તે શીખવાડે,
કરે જતન તન માત, ઉડતાં એ બતલાવે.
માતા કરતી પ્યાર, રમાડે સંગ ભમાડે,
જો કોઇ આવે પાસ, ઘૂરકી તેને તાડે.
આ જગમાં આભાર, માત સમ છે ના કોઇ,
સંભાળે દીન રાત, બાળને હેતે જોઇ.

## બાળ બાગ.

### મનહર છંદ—(ભેરવી.)

બાળ બાગ ખીલી રહ્યો નવરંગી તરૂવરે,
મનહર ફૂલ ફળ શોભતાં જણાય છે;
કારિગરી કીધી કેવી કુદરતે કંઇ કંઇ,
તરેહવાર ઝાડ પાન ફુલ આ દેખાય જે.
કોઇ ઉંચાં, કોઇ નીચાં, કોઇ મીઠાં, કોઇ ખાટાં,
ગુણ અવગુણ કેરી છાંયડી શી છાય છે;
રસ રંગ તેજ ગુણ અનેક જણાય ભારે,
બાળબાગમહિં ફરવાનું મન થાય છે.

## આકાશની વાદળી.

### ઉપજાતિ છંદ—(પીલુ.)

ધીમે ધીમે વાદળી ચાલતી જો,
નવા નવા રંગ બતાવતી તો;
દિસે કદી કો જળથી ભરેલી,
પળે અતી જોર ભરી ચડેલી.

સુખી દુઃખી વાદળીયો તણા જે,
જુદા જુદા રંગ દિસે ઘણા એ;
ચડે કદી કો પડતી જણાયે,
વિશાળ આકાશ વિષે છવાયે.

---

## બતકનું ટોળું.

### છપ્પય છંદ—(ભેરવી.)

તળાવ તટ પર એક, બતક ટોળું ત્યાં આવ્યું,
ગંભીર સાદું નેક, પાણીમાં સાથે નાહ્યું.
ફરી ફરીને અંગ, સાફ પીંછાંથી કરતું;
ધોઇ તનનો મેલ, સાથ ટોળું થઇ ફરતું.
જાણે સર્વે ત્યાં સહિયરો, ગોળ થઇ ગરબે રમે,
એવાં આ સુઘડ જનાવરો, ચોખ્ખાં થઇ સંપે જમે.

---

## બાળ બાગનો માળી.

### ઇંદ્ર વિજય છંદ—ઝિંઝોટી.

જો વનમાં તનમાંહિ ઠરેલ ભરેલ ભલોજ ઉભો અહીં માળી,
પાય તરૂવરને જળ નિર્મળ, દેય ફુલાવી કળી ભલી ભારી;
ઉદ્યમથી ફળ મેળવતો નવ હારી જતો કરતો પૂરી વારી,
ખંત અને ધીર રાખી કરે ચિત્ત ચોડી સદા નિજ કામ વિચારી.

## કૂકડાંની બંદગી.

### નારાચ છંદ—(ભૈરવી.)

પરોઢીયું થતાં પુકારે કૂકડે કૂ કૂકડો,
ઉઠી કરો ઉદ્યોગ, આળસુ થઇને કાં પડો?
કરે કલોલ પંખિડાં પ્રભાતમાં પ્રભુ ભજે,
સુખે સૂતાં ગમાર કાં ઉઠોને સૂર્ય જો ઉગે!

## કૂતરાની વફાદારી.

### હરિગીત—(બિહાગ.)

આ કૂતરાની ઉંઘ જો કેવી ચપળ દેખાય છે,
સાંજે સવારે રાત કે ભર ઉંઘમાં પેખાય એ;
નીમકહલાલી નોકરી માલેકની કેવો કરે,
જાયે ભલે જો જીવ પણ જાવા ન દે કંઇ માલ તે.

## નદીનો વ્હેળો.

### તોટક વૃત્ત. (ઝિંઝોટી.)

ગિરિ તાત તણા ઘરથી નીકળી દિકરી સરિતા ખુશ રંગ ભરી,
પિયરેથી પળી પિયુઘેર જતાં, વચમાં સખિઓ મળતીવળતી;

સદ્‌ગુણ બતાવીૅ પશૂ જનને અવગુણ કદી કરતી ન રતી.
કદી મેલ ધૂએ તનનો તદપી જળ નિર્મળ દેતીૅ સુશીલ સતી.

---

## તળાવનો કિનારો.

### છપ્પય છંદ. (ભેરવી.)

કરે બાળ ઉદ્યોગ,—પાળ પથ્થરની બાંધી,
નવ લાગે કંઇ આંચ, જુક્તિ તો એવી સાંધી;
પાણી નવ છલકાય, જાય વેગે જો બ્હારે,
કીધો મજબૂત કોટ,—ઝાડ વાવ્યાં કિનારે;
રમણીય લીલા સરની કરી, પશુ પંખીૅ પ્રાણી થકી;
કારિગરી સુંદર આ જુઓ—બાળ બાગનાં બાળની.

---

## મેના ને પોપટ.

### દીપકલ્યાણ—ગરબી.

જુઓ પેલી મેનાં હસે છે અતી,
રમાડે રસીલી પોપટને રતી;
ભલા ભાઇને વન ફળો આપતી,
બહુ હોંશથી સંગમાં રાખતી.

રમે ને ભમે એક સાથે મળી,
હળીને મળીને રહેછે વળી;
ખરાં દીલથી બ્હેન ભાઇ ચહે,
પિતાં માત જોઇ ખુશી તો રહે.



## કરોળિયાની કારિગારિ.

### લલિત છંદ.

ચતુર જીવડું જો કરોળિયો,
સુઘડ છે બહુ કામમાંહે તો;
અકળ ગુંથણી જાળની કરે,
અજબ રીતથી તે વળી વણે.
ઝપટ વારમાં લ્હે શિકાર જે,
ચપટ લેઇને ખાઇ જાય તે;
સરસ હુન્નરો જે ભલા કરે,
સફળ થાય તે કામમાં ખરે.

## દરિયાના મોઝા.

### ભૂજંગી છંદ.—(ભેરવી.)

રૂપેરી ઉડે સિંધુમાંહે તરંગો,
કૂદે ચંદ્ર દેખી બતાવે વિરંગો.
બને મસ્ત હાથી રમે રંગ માંહે,
અરે એવી રીતે કૂદે છે કિનારે.
નદી કે તળાવો તણી માછલીયો,
કદી મોજ તેની શું જાણે વળી જો.
સમુદ્રો તણી લ્હેર કેવી હશે તે,
સહી તે શકેછે નકી જે વસે એ.

---

## ચંદ્રને ચકોર.

### સોરઠો.

ચકોર—ચંદ્ર? ચહુ ં નિશદીન, પ્રીતિ આપી તૂજને;
જેમ પાણી ને મીન, તેવો ચા' તું મૂજને
આપું પ્રીતે પ્રાણ, પણ તું તો જોતો નથી;
ચાલ્યો તારે કામ, મસ્ત બનીને આપથી.

મોટો છે તું ચંદ્ર, ઉંચો છે આકાશમાં;
મોટા જે રાજેંદ્ર, જેવો તું આભાસમાં.
તે સામે કંગાળ, જેવો હું શુ પાલવું?
મોટાની જંજાળ, પ્રીતેથી કેમ જાળવું!
બાળક—જાતો ના તું ચકોર—મોટાની સોડે કદી;
મરશે, દાખી શોર—નાહક જાતો ના અડી.
પ્રીતિ શોભે યોગ્ય—સરખે સરખી જોડલી;
ચંદ્ર ન તારે જોગ—મોહાઇ મર ના વળી.

## કોયલડી.

### ગીતિ.

પોપટથી પણ મીઠી, બુલબુલ સંગે વિવાદ તું કરતી;
સરોદ સુંદર તારો, લલકારી ટહુકા બહુએ કરતી.
મીઠાં ગીતડાં તારાં, સાંભળવા મન અધિક લલચાયે;
બોલ બોલ તું બ્હેની, કહેની તું ક્યાં રસિક થઇ ગાયે!
બહુ લાગે ગીત પ્યારૂં, તારૂં કોમળ કંઠતણું ન્યારૂં;
શીખાવ કોયલ બ્હેની! સહિયર મારી રમુજને સારૂ;
તુજ આભાર ન ભૂલીશ, આરોપીશ આંબા મોરનો હાર;
સંભારીશ હું દહાડી, તારી વાણી સમ ગાઇ બહાર.

## કાકચનું ઝાડ.

### દોહરો.

કાકચને અડતાં તરત, અંગે ખરજ બહુ થાય;
કાંટા વાગે અધિક ને, કડવાં ફળ લેવાય.
દુર્જન તેથી અધિક છે, જે ફળ નવ જોવાય;
જીવતાં ને મરતાં છતાં, સોબત રંગ ન જાય.

## બોરડી અને કેળ.

### પ્રમાણિકા છંદ. (પરજ કાલિંગડો).

કુસંગ બોરડી તણો,
કઠીણ કંટકે ભળ્યો;
મધૂર બોર જે લહે,
શરીરમાં નકી સહે.
ખરેજ કેળ સંગથી,
મળે ફળો સુરંગથી;
ખવાય મોજ માણતાં,
સુસંગતી પ્રમાણતાં.

# માટી અને ફુલ.

## ઉપેન્દ્રવજ્ર (પીલુ).

સુગંધીવાળું ફૂલ વેલી જેવું,
સત્ સંગનાં બીજ સમાન તેવું;
માટી મહિં જો કરમાઇ જાયે,
તોયે સુગંધીમય માટી થાયે.

# સુરજનું કીર્ણ.

## ભુજંગી છંદ. (ભૈરવી.)

ભલી રોશની બારીમાંહેથી આવે,
જુવો સૂર્ય તો કીર્ણ કેવાં ચલાવે!
હરે શર્દીને તાપથી ઠંડ જાયે;
કરે સાફ સર્વે ઘરે બારણાંયે.
દીસે રંગ સોનેરી કેવો રસીલો,
અમોને રમાડે સવારે હઠીલો;
જરા વાર સંગી પછી થાય ભંગી,
દઝાડે દઇ તાપ, ન્હાસે સુરંગી.

ઉપેદ્રવજ્ર. ( ચીલુ. )

રવિ પકાવે બહુ પાક તાપે,
વનસ્પતીનો વળી લાભ આપે;
ખીલે રૂડાં ફૂલ ફળો ચખાડે,
સહુ પકાવે ગુણકારી ઝાડે.

## શિયાળ ને કાગડો.

### ભૂજંગી છંદ.

ઉડ્યો લેઇને કાગડો એક પૂરી,
શિયાળે દીઠી ને થઇ બુદ્ધિ બૂરી;
પડાવા પૂરી તે પ્રપંચીજ પ્રાણી,
ફૂલાવા વદે આમ ગંભીર વાણી.
તમારૂં રૂડું રૂપ શું કહું પ્રમાણી,
રૂડી આંખને પાંખ ધોળીજ જાણી;
કહી રૂપ જેવી હશે મીઠી વાણી,
ભલે પંખી પાણી ભરે માન આણી.
ફૂલાઇ કરે કાગડો ભાઇ કા—કા,
પડી પૂરી ને મારતો મૂર્ખ ફાંફાં;

ગુમાવી પૂરી તે ગણાયો ગમાર,
લઇ પૂરી ને ચાલિયો તો શિયાળ.
પૂરા સ્વાર્થિઓ આગલાને બનાવી,
કરે સ્વાર્થ પૂરા લઇ સૌ છિનાવી;
ફૂલે ફાંકડા ગર્વ ધારી નકામા,
ન જાણે કંઇ ભેદ બોલે શું સામા!

---

## કબૂતર ને કીડિ.

### દોહરો.

તરસી કીડિ તટપરે, પાણી પીવા જાય;
વ્હેળો પૂરે આવતાં, અજાણ કીડિ તણાય.
ઝાડ ઉપર બેઠું હતું, એક કબૂતર ત્યાંય;
દયા ખાઇ નાખ્યું નીચે, પાંદડું પાણીમાંય.
પાનપરે કીડિ ચડી—બચી મરણથી તેહ;
કરગરીને કહેવા પડી—રાખ્યો મારો દેહ.
કંઇક દિવસ જાતાં પછી, શિકારી આવ્યો એક;
જાળ પાથરી પકડીઉં, ભલું કબૂતર નેક.
કીડિ જોતાં વાર તે, ચટકો માર્યો જાળ;
તક લઇને ઉડી ગયું, કબૂતર તો તત્કાળ.

કર્યો હોય ઉપકાર જે, કદી જગે નહિ જાય;
બદલો વખતે બહુ મળે, કરી સિંહ ઉંદરે સાહ્ય?

## અંગ ભાગની લડાઈ.

### હરિગીત.

જૂના જમાનામાં થયો ટંટો અદેખાઇ વડે;
માણસતણા સૌ અવયવો રિસાઇ બેઠા આખરે;
સધળા કહે કે આળસુ થઇ શેઠ બેસે પેટ જે,
શા માટ પોષણ સર્વ કરીએ અંગથી કરી વેઠ તે.
સંપે ઠરાવ કર્યો સહુએ કામ ના કરવું હવે;
ના આંગળી ભરતો જરા કર લેખિની પકડી ભવે.
મોં બોલીઊ કહે જીભથી બોલું ન ખાવું હું જરા,
દાંતે કર્યો નિશ્ચય ભલો કે ચાવવુંજ નહિ ત્વરા.
જ્યાં પાય ચાલ્યો ના તવે ઉદ્યોગ સૌ ભાગી પડયો;
નિર્દોષ પેટ રડી રહ્યું-પણ એક દાવ ભલો જડયો.
ના પેટમાં ખાવું પડયું કે, સર્વ અવયવ આફળ્યા,
ઠંડા થયા—મરવા પડ્યા થૈ તેમને વડી આપદા.
ગર્જુ થઇ પસ્તાઇને મોટાઇ છોડી ચાલીયા;
ધંધો કરીને પેટમાં નાખ્યુંજ ત્યારે તો રહ્યા.
એવી કરે મોટાઇ ખોટી ડાળપર ચડી કાપતા;
જે મૂર્ખ તે અવિચારથી ખત્તાજ ખાયે કાંપતા.

## કુતરો ને પડછાયો.

### દોહરો.

લઇને ટુકડો રોટલો, જાતો તો જે શ્વાન;
નિર્મળ નાળાંને તટે, આવ્યો તે હેવાન.
પડછાયો પોતા તણો, દીઠો પાણીમાંય;
જાણ્યું કે બીજો જતો, લઇ રોટલો ક્યાંય.
પડાવવો ધારી પછી, લડવા ભસવા જાય;
પડ્યો રોટલો મૂખથી, પાછળથી પસ્તાય.
પરનું લેવા દોડતાં, પોતાનું પણ જાય;
અતી લોભ તે પાપનું, નક્કી મૂળ ગણાય.

---

## મચ્છીમાર ને માછલું.

### દોહરો.

માછલું--દયાહિણ દિલમાં દયા, રાખ ડરીને રામ;
નાહક તું મારી મને, કાં કરતો હેરાન?
આશા છે જે તૂજને, તેહ મને છે ભાઇ?
જે દુઃખ થાયે મૂજને, તે તુજને નવ થાય?
સૌના સરખા જીવ છે, તું કર કાં નીચ કામ!
ઇશ્વર બદલો આપશે, કરણી કેરો તમામ.

મચ્છીમાર—સૌને માટે ઇશ્વરે, દીધો છે ખોરાક;
રોજગારતો સૌ કરે, તેમાં શેનો વાંક?
મારો એ ધંધો ઠર્યો—વળી ઠર્યો ખોરાક;
માણસ-પ્રાણી ખાય તો, તેમાં શો મુજ વાંક!
દયા રાખતો દીલમાં, તો ભૂખે જીવ જાય;
બાળકાળ ખાઇ જતો, એ મોટું દુઃખ થાય.
તું પણ જે ખોરાક ખા, લે છે જીવ અનેક;
જેને જે ખાવું થયું, તેમાં શો મન ટેક!

## ફૂલોનો વિનોદ.

### દોહરા.

ગુલાબ—રંગ ગુલાબી માહરો, મહાજનને પણ પ્રિય;
ફૂલ વાડીમાં હું વડો, સુગંધ અવરણનીય.
રંગની લાલી રૂપમાં, ગુણવાળીજ સુગંધ;
વસંત ઋતુમાં ખીલું, આપું બહુ આનંદ.
દેવ, જનો, પંખી, પશુ,, ચાહે જગમાં સર્વ,
રાજા છું હું ફૂલનો, છોડો ફૂલડાં ગર્વ.

સેવટી—ગુલાબ મગરૂરી તજો, ફૂલ રાણીનું રાજ!
સેવટી સહુની રાણી છે, અધિકારે ધરૂં તાજ.
પીળા ધોળા રંગની, ખુશબો ખલ્કે જાણ;
ફૂલવાડીમાં હું વડી, રૂપ ગુણની ખાણ.
નારી મોટી જગતમાં, દેવ લોક ભગવાન;
માન, મળે ત્રૈલોકમાં, કેમ ન રાણી સમાન!

---

મોગરો—સફેદ સુંદર મોગરો, ચંદ્ર સમું મુજ તેજ;
સુગંધમાં સરસાઇ નહિ, ફૂલવાડીમાં છેજ.
પમરૂં થળથળ પવનમાં, ગગન સુધી વળી જાઉં;
ફૂલવાડીમાં હું વડો, ભૂપતી ભડ કહેવાઉં.

---

ચંપો—જાત ભાત બે રંગની, ચંપામાં ચતુરાઇ;
રૂપેરી સોનેરી છે, રૂપ મહા ગુણમાંહિ.
ઝારી સમ આકાર છે, ફૂલવાડીનું રૂપ.
સુગંધ ગુણમાં હું ચડું, માટે હું ફૂલ ભૂપ.

---

જાઈ—કોમળતા ને સ્વચ્છતા, મુજ સરખી નવ હોય;
ફૂલવાડીના ફૂલમાં, જાઈ સમું નવ કોય.
મધુર—મંદ સુગંધીમાં, લ્હેકાઇ બ્હેકાઇ;
ખૂશ કરૂં જન મન બહુ, રાણી હુંજ ગણાઇ.

---

પારિજાતક—ગમે હોય જન ગાઢ પણ, પરખે મુજને પ્રીત;
એવી સુંદર વાસ મુજ, ચોંટે મુજપર ચિત્ત.
સ્વર્ગપુરીથી આવ્યું હું, દેવ લોક પણ ચ્હાય;
શરદ ઋતુ મુજ જન્મ છે, અલગ ફૂલ ઋતુમાંય.
કોમળ અંગી ફૂલડું, ડીંટ કસુંબી રંગ;
રાજાને લાયક ઠર્યો, પારિજાતક સંગ.

---

માળી—કુદરતનાં સૌ બાળકો, વડો ભૂપ જગરાય;
કોણ ગણતી આ જગતમાં, આંપણીભાઇ ગણાય?
જોઇ પાણી પાઇને, નીપજાવ્યાં મેં સર્વ;
રાજા છું હું તમ તણો, છોડો સર્વે ગર્વ.
પણ--ના આપણ ઇચ્છીએ રાજા સૌ સ્રજનાર;

---

ફૂલડાં—ખરે પ્રભુ રાજા ખરો--કોઇને ન અધિકાર.

---

## કલમદાનનો કજીયો.

### ચંપકમાળા છંદ. (પીલુ)

કલમદાન—
કોણ હશે આજે ઇન્સાફી, ન્યાય કરેછે કોણજ માપી?
મતલબમાં માણસ મુંજાણું—દોલત આગળ સૌ અંજાણું.
બાળક મારાં દૂર કરેછે, માતપિતાથી રોજ લડેછે!
દુ:ખ રડું ક્યાં હું જઇ ભાઈ! કોણ કરેછે ન્યાયે ભલાઇ?

## હીર છંદ (પીલુ)

ખડિયો—કલમદાન ભૂલી ભાન તજ ગુમાન આજથી;
માત તાત કેરી વાત શી કરે સમાજથી.
ખડિયો ન્હોય, તો શું હોય તુજ પંડિતો ઘરે;
મુજ વિના રે, તુજનું માન ક્યા પ્રમાણમાં રહે.
કલમ, સાહી, ડાહી ડાહી વાત શી કરે અરે;
અમ પ્રતાપે, તું પુજાય, ચૂપ રે' બકે શુંએ?

## દોધક છંદ. (ખમાચ)

સાહી—
રે ખડિઆ શું વડાઈ કરે તું, સાહી વિના ન ચડે નજરે તું;
ખાલી દિસે ઘર,નારી વિનાનું,જીવ વિના જયમ અંગ સદાનું.
હોય ભલે સઘળી ચીજ સારી-સાહી વિના નથી લાજ તમારી;
સર્વે પ્રસંગે છે ખપ મારો—લગ્ન મરણ વેપારે વિચારો.

## પ્રમાણિકા. (જીલ્લા ભેરવી)

કલમ—કરે શું જુલ્મ સાહી તું, જગે જગે વડાઇ શું?
નથી તું શોભતી જરા--મને તપાસતો ભલા?
ભલે તું સાહી હોય જે, લખે શું લેખ કોય તે?
હજાર લેખકો લખે, ન લેખિની વિના ટકે!

ન હોય લેખિની કદી, પડી રહે તું પા સદી,
પિછાણ મારી જાણતા, સદા મુખે વખાણતા.
નકામી સાહી તું મરે—વડાઇ શેની તું કરે!
અમે થકી તું છે સુખી, તું ચૂપ રહે ન થા દુઃખી.



હંસી છંદ. (પીલુ)

કાગળ—ભોળી ભોળી બોલો બોલો ખાલીમાની થાઓછો;
મોટી ખોટી વાતો ખોલી લજ્જા છોડી ધાઓ છો.
પાઠ ધાન્યો ભૂમિ વિના, શી રીતે તે વાવો તો!
પાયા વિના શેના મ્હેલો, માની થઇ ઉઠાવોછો,
કાગળથી સૌ શોભે સારા બાકી ફાંફાં મારો છો;
હું વિના ચાલે શી રીતે-કહોની, શું સૌ ધારોછો!

ગીતક છંદ. (જીલ્લા સાખી)

હાથ—તજીને વડાઇ સદાય ઉદ્ધત્ત થઇ ફરો ફરનાર શું?
સહુથી વડો કરી માન તજ તુ માન નાહક ધારશું?
નહિ હાથ હોયે, સાહી કે ખડિયો કરે હરવાર શું!
જગમાં ન હું વણ કોઇ ઉત્તમ છે નહિ દરબાર શું?

## મોતીદાંમ છંદ. (ભેરવી ગત)

બુદ્ધિ--સજો સહુ આપ તણાં બહુ માન,
તજો મન ગર્વ ભલાં મહેમાન ?
નથી જગમાં મુજ બુદ્ધિ સમાન;
ગણો ગણના સહુ કાઢી પ્રમાણ.
નહિ જવ બુદ્ધિ હશે વિદ્વાન,
થશે જગમાં જયશાળી ન જાણ;
હશે કદિ કાગળ સાહી સુજાણ,
તથાપિ સરે નહિ કામ અજાણ.
ભલે કરતા ભડ ભારે ગુમાન,
લખાય ન લેખ ભલા મતિમાન;
હશે જગમાં બહુ જો ગુણવાન,
થશે સુખી સર્વ તજો અભિમાન.

---

પ્રેક્ષક--ઇન્સાફના કામમાં નિર્મળતા જો હોય;
તો જ ખુશી થાયે ભલા, ફરિયાદી જે કોય.
પાંચ આંગળાં હોય તો, પોંચો આ શોભાય;
એક હાથથી તાળી તે, કહેની કેમ બજાય?
એક એકની સાહ્યથી, થાય સહુ શુભકામ;
નાહક ટંટા સૌ કરી, કેમ ડૂબાડો નામ!

કલમદાન-ખડીઓ અને સાહીકલમ સુજાણું
બૂદ્ધિ સાથે હોયતો ,સૌ પામે જગમાન.
માટે સૌ સંપે રહો--તોજ થશે સંતોષ;
એક બીજાંચાહો તમે—થાઓ સુખી દરરોજ.

---

# પંચ રંગનો ઝઘડો.

## તરંગ પેહેલો.

### નાક—કાન—આંખ—હાથ—પગ.

દોહરો.

નાક—મોઢાનું રૂપ નાક હું, સુગંધીનો સરદાર;
કડવી મીઠી વાસ હું, તુરતજ પારખનાર.
સુગંધ ને દુર્ગંધનો, કાઢી આપું સાર;
હું વિણ સૌ જન મુખડું, શોભે કયે દરબાર?

---

ભુજંગી.

કાન—ભલા શબ્દને વાત કાને સુણાવે,
ભલી બૂરી વાતો નકી તે ભણાવે;
રૂડાં કામ તો સાંભળ્યાથીજ થાયે,
નહિ કાન વિના જરાયે ચલાયે.

## સવૈયો.

આંખ—અદ્ભૂત રચના કુદરતકેરી જોવાને આંખે સરજી,
જીંદગીમાંહે જીવ્યા કરતાં જોવાની થાયે મરજી;
આંખતણો ઉપયોગ સદાયે સૌ કારજની એ અરજી,
ખરૂં અને ખોટું પારખવા, આંખજ ઉપયોગી ઉપજી

---

## દોહરો.

હાથ—હામ દામને ઠામ પણ, જો નવ હોયે હાથ;
કામ ન થાયે કોડીનું, ચોકસ કંઇ દીન રાત.
હામ દામ ને ઠામથી, સરસે સઘળું કાજ;
પણ સૌનું સોખાણ છે, સમજી લ્હેજે હાથ.
લેખ લખાયે હાથથી, હુન્નર કરે હજાર;
દાન પ્રાણ દે હાથ તો, સાચાનો સરદાર.

---

પગ—દેશ વિદેશે જો જશે, હશે કહી જન પાય;
રાય અને કંગાળને, ખપ તેનો જગમાંય.
ફરો હરો સુખ સાથ સૌ, ગણો અને સરદાર;
પગ, રાજા સહુ અંગનો, મુજપર છે આધાર.

---

પિટ પ્રેક્ષક--ગુમાન સૌ છોડો તમે, મારાથી છો સર્વ;
પણ હુંએ છું તમ વડે, માટે શેનો ગર્વ?
એક એકથી સર્વ છે, મોટા છે કિરતાર;
ટંટા છોડો આપણું, સંપે કરો વિચાર,

## તરંગ બીજો.

### મુગો, બેહરો, આંધળો, ઠુંઠા, લૂલો.

### દોહરો.

મુગો--મુગામાં મતલબ રહી, નહિ બોલવું જૂઠ;
કડવું વેણ કહેતું નહિ, થાય ન આદા સૂંઠ.
મૂગે મોઢે સાંભળી, કરવું પાકું કામ;
નહિ બોલ્યામાં નવ ગુણો, કવિયો કહે તમામ.

બેહેરો—બહેરામાં ગુણ અધિક છે, મતલબ બ્હેરૂં થાય;
સારૂં, બૂરૂં જગતનું, સાચે નહિ સુણાય.
મોટી બૂમે ગાય જે, ભજન સજન સત્સંગ;
સાંભળતાં સુખ ઉપજે, બ્હેરાનો એ રંગ.

આંધળો—સારી માઠી ચીજ જે, આંખેથી જોવાય;
રૂડી બુરી—અસર સૌ, મનપર ઝટ થઇ જાય.
તે કરતાં અંધા ભલા, નહિ દુઃખ ને દાઝ;
એક ધ્યાન મન તાનમાં, થાય જ્ઞાન સુખકાજ.

## ઉપજાતિ.

ઠુંઠો—ભલે બન્ને હાથ ઠુંઠા થયેલા,
ઉપાડવા બોજ બધા રહેલા;
વળી બુરૂં હાથ થકી લખાયે,
ટળ્યું નશીબે જ, ભલું ભણાયે.

## ભુજંગી.

લુલો—થશે જો લડાઇ, ન સામે થવાને,
મળે વખ્ત કોઇ, ન ક્રોધે જવાને;
લૂલો હું થયો છું, છતાં બુદ્ધિથી હું;
કરૂં કામ મોટાં, રહું સૂખથી હું.

દોહરો.

પ્રેક્ષક—ધન્ય ધન્ય ભાઇ તમે, ધન્ય ગણ્યો સંતોષ;
સંતોષી સર્વે સુખી, સદા હરે જે રોષ.

## તરંગ ત્રીજો.

### ફળ—ફુલ—પાન—ઝાડ—ને માળી.

દોહરો.

ફળ—સુંદર ફળ સોહામણું, મીઠું જગ પ્રખ્યાત;
જન પ્રાણી પંખી સહુ, ખાય ખુશી થઇ સાથ.
પેટ ભરાયે પ્રીતથી, વળી સૂખ દરરોજ;
મારાથી સૌ શોભશે, ઝાડ પાન તો રોજ.

ફુલ—જો પ્હેલાં હું તો ખિલું, ખરી પડું નવ ફૂલ?
તો તું ફળ થાયે ભલું, નહિ તો ફોકટ ધૂળ.

પાન—પાન ન પ્હેલાં ઉગશે, તો ફુલ શેનાં થાય!
વડાઇ કરતાં વીસરો, મારાથી શોભાય.

ઝાડ—પાન ફૂલ કે ફળ બને, હોય તરૂ માબાપ;
મૂળ ઝાડ જો હોય તો, ફૂલે ફળે અમાપ.
માળી—માળી બીજ ન વાવશે, પાણી જો નહિ પાય,
તો તરૂ ક્યાંથી ઉગશે, સાચું કહો સદાય.

પ્રેક્ષક—નથી ગજું કંઇ કોઇનું, કર્યું થાય કીરતાર.
મદમાંહે ખાલી મરો, કુદરતને દરબાર.

## તરંગ ચોથો.

### ખાબોચીયું. વહેળો. તળાવ. નદી. સમુદ્ર.

### દોહરો.

ખાબોચીયું—ન્હાનું જળ ખાબોચીયું, પણ મોટું મુજ મન;
પંખી વનનાં જળ પીયે, રહે મીન નિશદીન.
મોટામાં મોટાં ભળે, નાનામાં પણ સૂખ;
મારૂં સૂખ મને મળ્યું ધરવું શાને દુઃખ!

વ્હેળો—પણ વ્હેળાનાં સુગમ જળ, નિર્મળ વહે સદાય;
ન્હાય-પીએ પાણી સહુ, જન પ્રાણી જે ચ્હાય;
વ્હેળાનાં સુખની મજા, જાણે તે જાણેજ;
અજાણને ગણના કશી, માણે તે માણેજ.

તળાવ—વ્હેળાની જે માછલી, જાણે શું સર સૂખ?
હંસ હોય તે જાણશે, તળાવ કેરી રૂખ.

મંદ પવનની લ્હેરકીએ, તરતાં સૂખિઆં મીન;
આનંદે દીન ગાળતાં, રહી સદા તલ્લીન.

નદી—નિર્મળ પાણી પાઉં હું, પશુ પંખી જન સર્વ;
મેલ ધૂવે છે તે છતાં, નથી મુજને ગર્વ.
મ્હારા ધોધ-પ્રવાહમાં, તળાવ તો તુચ્છજાણ;
મીઠાં જળની મોજનું, ગુણિયલ કર તું ગાન.

સાગર—સાગરની જે માછલી—તે જાણેજ તરંગ;
નદી, તળાવે જીવડાં, શું લ્હે સાગર રંગ!
જેનાથી જે થાય તે, ભોગવશે સુખ તાજ;
હિમ્મત્ત બળ ને ભાગ્યથી, રહેશે સિંધુમાંજ.

પ્રેક્ષક—જેની જે હાલત બની,
તેમાં તે ગુલતાન;
આપ આપના તાનમાં,
ગદ્ધા પણ મસ્તાન.



# તરંગ પાંચમો.

## ધરતી. સાગર. પવન. ચંદ્ર. સૂરજ.

### દોહરો.

ધરતી—ધન વિણ ધામજ આપતી, જન પ્રાણી પશુ સર્વ;
ઝાડ, મૂળ તનમાં ધરૂં, ગિરિ, સરિતા સર ગર્વ.
ફૂલ, ફળ, શાક, વનસ્પતિ, અનાજનો ભંડાર;
મુજ તનથી હુ આપતી, અન ધન અપરંપાર.
સદા રહું ફરતી અતી, પણ નહિ લાગે થાક;
સૂર્ય, ચંદ્ર, સાગર, પવન, સર્વેમાં મુજ ભાગ.
સાગર—પવન લ્હેકી નિર્મળ કરૂં, આપું બહુ આરોગ્ય;
અભિમાન ધરતી કરે, પણ નવ તેનો જોગ.
નદી તણાં જળ નાખી દે, તે સીંધુજ સમાય;
વળી જીવ જંતુ બહુ, મુજ તનમાંહે જાય.
લાખો વ્હાણો મુજ શીરે, ફરે સદા પરદેશ
વણજ અને વ્યાપાર સૌ, વાધે દેશ વિદેશ.
ગરમ બાફ આપું છતાં, શિતળતા દઉં રોજ;
મીઠું આપું જગતને મારાપર બહુ બોજ.
જો હું નહિ હોઉં કદી, નવ થાયેજ બચાવ;
સાગરથી સુખ સર્વને—જન પ્રાણીને લ્હાવ.

પવન—મધુર પવનની લ્હેરકીથી, ટાળું ગરમી અંગ;
જીવ જંતુને પાળું હું, આનંદે જઇ સંગ.
જો ન ફુંકું મુજ વાયરો, જીવે કો જગમાંય;
અનાજ,ફૂલ ફળ થાય ક્યમ,હવા વિનાજ સદાય.
ધરતીમાંજ હવા નહિ, તો શું તેનું કામ!
દરિયાની ખુબી નથી, પવન ઉડે દર ઠામ.
વ્હાણ ચલાવે સિંધુ શું? છે મુજ સર્વે પ્રતાપ;
મારા વિણ જગ સુન્ય, હું જગનો છું બાપ.
ચંદ્ર—ચંદ્ર રોશની આપીને, રાતે કરૂં નવરંગ;
ફૂલ ફળ, ને તરૂ પાન હું ઉધારૂં છું મળી અંગ.
જગત થાય ખુશ હું થકી, સૂખી અને આરામ;
રાત, દીપે મુજ તેજથી, જ્યાં ત્યાં સુખનું ધામ.
ચોર ન ચાહે મુજને, પણ ચાહે નર નાર.
જગત દીપ ઝાહેર હું, ભજતાં વારંવાર.
બત્તી મુજ નકલ તણી, કરી વીજળી રૂપ;
પણ આ સર્વે જગતનો, કુદરત જાણો ભૂપ.
સૂરજ—મુજવણ અંધું જગત છે, નહિ સુખસાગર મોજ;
કિરણ ન છોડું હું કદી, તો કરશો શું રોજ?
રાજ કાજ ઉદ્યોગનું, સર્વે રાતે સુખ;
માણો ક્યાંથી સૌ કહો, મુજવિણ કેવું દુઃખ?

અન ફળ પાકે શા થકી! નહિ ધરતીનો ગર્વ;
મુજ કીરણના જોરથી, થાયેછે વળી સર્વ?
દરિયો શો મદમાં છેકે! ભરતી ઓટ ન થાય;
સૂર્ય વડેછે તે સુખી,નહિ તો જળધી જાય!
ખબર લહુંછું સર્વની, ફરી ફરી સંસાર;
જે દુ:ખી નજરે પડે, આપું અન ફળ, સાર.
પ્રભુ વણ આ સંસારમાં, સુન્યકાર સૌ ઠામ;
પૃથ્વી, પાણી, પવન સૌ, તણું રહે ના નામ.
દીધી દ્વા સહુને પ્રભુએજ શક્તિ,
પિતા છે ખરો તે કરો તેની ભક્તિ;



## કિન્ડરગાર્ટન ગ્રંથમાળાની સરકારી તપાસ.

# દેલવાડાકર સિરીઝ.

## "બાળ-ગ્રંથાવળી નં૦ ૧ થી ૧૮."

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધત્તિનાં મૂળતત્ત્વો ... | ૩૦ | ૪ | ૦ |
| ૨. | કિન્ડરગાર્ટન મૂળ ભાગ (સચિત્ર) ......... | ૦ | ૨ | ૦ |
| * ૩. | કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના ......... | ૦ | ૪ | ૦ |
| | (ચાર પુસ્તક સાથે બાંધેલાના પાકાં પુઠાનો)... | ૧ | ૦ | ૦ |
| † ૬. | બાળ કસરત ભાગ ૧ (સચિત્ર) ત્રીજી આવૃત્તિ... | ૦ | ૨ | ૦ |
| ૭. | શિશુ શિક્ષણ (સંક્ષિપ્ત કવિતામાં)............ | ૦ | ૪ | ૦ |
| † ૮. | બાળ કહાણિયો .......................... | ૦ | ૨ | ૦ |
| † ૯. | બાળ બાગ ભાગ ૧-૨ દરેકના ............... | ૦ | ૪ | ૦ |
| | (બે ભાગ સાથે બાંધેલાં પાકાં પુઠાનો)...... | ૦ | ૮ | ૦ |
| ૧૧. | કિન્ડરગાર્ટન પાઠમાળા (વાંચન-પદાર્થ પાઠ) ... | ૦ | ૨ | ૦ |
| †૧૨. | બાળ શિક્ષણ ગરબાવળી (સ્ત્રી ધર્મ શિક્ષણ)... | ૦ | ૪ | ૦ |
| ૧૩. | સંગીત—સતી મંડળ (સ્ત્રી ધર્મનીતિ જ્ઞાન)... | ૦ | ૪ | ૦ |
| *૧૪. | બાળ-ખેલ (સચિત્ર કિન્ડર-ગાર્ટન શિક્ષણ)... | ૦ | ૫ | ૦ |
| ૧૫. | બાળકોની રંગભૂમિ (નાના નાટકો) ......... | ૦ | ૨ | ૦ |
| ૧૬. | બાળ જ્ઞાન .............................. | ૦ | ૨ | ૦ |
| ૧૭. | બાળ ગીત .............................. | ૦ | ૨ | ૦ |
| ૧૮. | કિન્ડરગાર્ટન-પદાર્થ પાઠ.................... | ૦ | ૨ | ૦ |

* આ પુસ્તકો, સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં 'ટેક્સ્ટ-બુક' તેમજ '**ઇનામ-લાઇબ્રેરી**' તરીકે વાપરવા માટે સરકારી કેળવણી ખાતાં તરફથી ખાસ હુકમ પ્રકટ થયો છે.

† આ પુસ્તકો માંહે કેટલાંક શાળા-શિક્ષકોના ઉપયોગ માટે તથા ઇનામ-લાઇબ્રેરી માટે મંજુર થયાં છે.

☞ આ પુસ્તકો ખરીદનારને સરકારી બુક ડીપોના ધારાપ્રમાણે વીસ ટકા કમીશન આપવામાં આવશે.

રચનાર—**ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.**

નં૦ ૧૫૫ ફનસવાડી મુંબાઈ.